મૅકમિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# સરળ વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક તથા માધ્યમિક
શાળાઓ માટે

કર્તા

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ. એ., એલ્‌એલ્. બી.,
તત્ત્વજ્ઞાન ને ગુજરાતીના પ્રોફેસર, વડોદરા કૉલેજ;
ફેલો અને એકેડેમિક કાઉન્સિલના મેમ્બર,
મુંબઈ યુનિવર્સિટિ; ગુજરાતી ને
તત્ત્વજ્ઞાનના પરીક્ષક, મુંબઇ
ને અન્ય યુનિવર્સિટિઓ

મૅકમિલન અને કંપનિ, લિમિટેડ,
મુંબઈ

૧૯૩૧



કિંમત રૂ. ૦—૨—૬

મૅક્મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

---

# સરળ વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક તથા માધ્યમિક
શાળાઓ માટે

કર્તા

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ્. એ., એલ્એલ્. બી.,

તત્ત્વજ્ઞાન ને ગુજરાતીના પ્રોફેસર, વડોદરા કૉલેજ;
ફેલો અને એકેડેમિક કાઉન્સિલના મેમ્બર,
મુંબઈ યુનિવર્સિટિ; ગુજરાતી ને
તત્ત્વજ્ઞાનના પરીક્ષક, મુંબઈ
ને અન્ય યુનિવર્સિટિઓ

મૅક્મિલન અને કંપનિ, લિમિટેડ,
મુંબઈ

---

૧૯૩૧

 કિંમત રૂ. ૦—૨—૬

# પ્રસ્તાવના

---

વ્યાકરણ અઘરૂં છતાં જરૂરનું છે. 'ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ', એ પુસ્તકના બંને ભાગ ભણનારને વ્યાકરણનું શરૂઆતનું જ્ઞાન ઉત્તમ રીતે મળી શકે તેમ છે. એ પુસ્તકની પરિભાષા ને પદ્ધતિ ચાલુ રાખીને એજ પુસ્તકના સિદ્ધાંત સરળમાં સરળ રીતે જેને ભણવા ભણાવવા હોય તેને માટે આવશ્યક લાગવાથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે.

વ્યાકરણના બરાબર અભ્યાસનો એટલો બધો અનાદર થાય છે કે તે શોચનીય છે. પ્રાથમિક શાળાઓમાં તો શું પણ માધ્યમિક ને ઉચ્ચ શાળાઓમાં પણ તે જોવામાં આવે છે. યુનિવર્સિટિ તરફથી ઉચ્ચ શાળાઓની તપાસણી કરતી વખતે મેં આ હકીકત ઘણી શાળાઓમાં જોઈ છે. એટલુંજ નહિ, પણ હું જાતે બી. એ. ના વિદ્યાર્થીઓના શિક્ષણસમાગમમાં પણ જોઉં છું કે વ્યાકરણના જ્ઞાનના સારા પાયાને અભાવે ભાષાશુદ્ધિ પર તેમાંના કેટલાકનો કાબુ નથી આવતો તે નથીજ આવતો.

તેથી વ્યાકરણજ્ઞાનનો સારો પાયો શરૂઆતથીજ રચાવવો જોઈએ. તે સારો પાયો જ્યાંસુધી અધિકારી પુરુષોને સિદ્ધહસ્તે રચાએલાં પુસ્તકો વપરાય નહિ ત્યાંસુધી નંખાય નહિ. પૂજ્ય વડીલશ્રીનાં વ્યાકરણો, પ્રાથમિક શાળાઓથી માંડી ઠેઠ બી. એ., એમ. એ. સુધી વપરાય છે. તે વ્યાકરણોની પદ્ધતિ ચાલુ રહે તેજ ઉદ્દેશથી આ 'સરળ વ્યાકરણ' બહાર પાડવું જરૂરનું લાગ્યું છે; જેથી 'લઘુ વ્યાકરણ' કદાચ કોઈ સ્થળે સહેજ અઘરૂં લાગે તો 'સરળ વ્યાકરણ' તેજ પુસ્તકની પદ્ધતિ મુજબનું, પણ ઘણુંજ સહેલું હોવાથી સ્વીકાર્ય થાય.

વડોદરા કૉલેજ,
૧૫-૪-૧૯૩૧

અ. ક. ત્રિવેદી

# સરળ વ્યાકરણ

---

## ભાગ ૨ જો

# સરળ વ્યાકરણ

## ભાગ ૨ જો

### પાઠ ૧ લો

#### નામ: પ્રકાર, જાતિ, વચન

૧. નામ નીચેના પ્રકારનાં હોય છેઃ—

(ક) **સંજ્ઞા બતાવનાર નામઃ**—જે નામ એકજ વસ્તુનું નામ હોય તેને સંજ્ઞા બતાવનાર નામ કહે છે; જેમકે હરિલાલ, અમદાવાદ, રાધા.

(ખ) **જાતિ બતાવનાર નામઃ**—જે નામ કોઈ આખા વર્ગને કે તેમાંના છૂટક ભાગને લાગુ પડે તેવું હોય તેને જાતિ બતાવનાર નામ કહે છે; જેમકે ઘોડો, ગાય, માણસ.

(ગ) **જથો બતાવનાર નામઃ**—જે નામ કોઈ પણ આખા જથાનેજ લાગુ પડે તેવું હોય તેને જથો બતાવનાર નામ કહે છે; જેમકે લશ્કર, પ્રજા, પુસ્તકાલય.

(ઘ) **પદાર્થ બતાવનાર નામઃ**—જે નામ કોઈ પણ પદાર્થને લાગુ પડતું હોય તેને પદાર્થ બતાવનાર નામ કહે છે; જેમકે ઘી, ગોળ, ખાંડ, ઘઉં, સોનું, રૂપું.

(ઙ) **ભાવ બતાવનાર નામઃ**—ભાવ=હોવાપણું. ઇન્દ્રિયથી અનુભવાય એવી વસ્તુઓનાં નહિ, પણ મનથી માત્ર

વિચારાયજ એવી વસ્તુઓનાં નામને ભાવ બતાવનારાં નામ કહે છે; જેમકે રતાશ, પીળાશ, માણસાઈ, સહેલાણીપણું, ડહાપણ.

૨. **જાતિ**:—નર, નારી, ને નાન્યતર—એ ત્રણ નામની જાતિ છે. ઘોડો, હથોડો, છોકરો જેવાં નામોની જાતિ નર-જાતિ છે; ઘોડી, હથોડી, છોકરી જેવાં નામોની જાતિ નારી જાતિ છે; ને ઘોડું, રોડું, છોકરૂં જેવાં નામોની જાતિ નર કે નારી, એમાંથી એકે નહિ એવી, નાન્યતર જાતિ છે.

જે નામની આગળ **કેવો** શબ્દ મૂકી શકાય તે નર જાતિનું, જેની આગળ **કેવી** મૂકી શકાય તે નારી જાતિનું, ને જેની આગળ **કેવું** મૂકી શકાય તે નાન્યતર જાતિનું નામ હોય છે.

૩. **વચન**:—કોઈ પણ એક વસ્તુના નામને માટે નામનું જે રૂપ વપરાય તે એકવચન કહેવાય છે, ને એકથી વધારે વસ્તુઓના નામને માટે જે રૂપ વપરાય તે બહુવચન કહેવાય છે; જેમ કે ઘોડો, એકવચન; ઘોડા કે ઘોડાઓ, બહુવચન છે; ચોપડી, એકવચન; ચોપડી કે ચોપડીઓ, બહુવચન છે.

## મનોયત્ન

૧. નીચેનાં નામ કયા પ્રકારનાં છે તે કહો:—

| | | |
|---|---|---|
| ખચ્ચર | રામ | મૂર્ખતા |
| બાળપણ | ન્યાત | હિંદુસ્થાન |
| અભિમાન | રમત | ઘડિઆળ |
| દીવો | કલમ | પાણી |

૨. નીચેના શબ્દો કઈ જાતનાં નામ છે તે બતાવ્યું છે તે ખોટું હોય ત્યાં છેકો મૂકો:—

| | |
|---|---|
| ગુરુ–સંજ્ઞા બતાવનાર નામ | ઘર–જાતિ બતાવનાર નામ |
| પોપટ–જથ્થો બતાવનાર નામ | મૂર્ખ–સંજ્ઞા બતાવનાર નામ |
| ટોપી–ભાવ બતાવનાર નામ | સંતોષ–જથ્થો બતાવનાર નામ |
| મહેસાણા–જાતિ બતાવનાર નામ | મીઠું–જાતિ બતાવનાર નામ |
| ક્રિયા–ભાવ બતાવનાર નામ | સિંહણ–સંજ્ઞા બતાવનાર નામ |

૩. નીચેનાં નામ જે વસ્તુઓ બતાવે છે તેના જથ્થાને માટેનાં નામ તમને જડે તેવાં દર્શાવો:—

સાથે ભણતા છોકરાઓ;
ચોપડીઓનો સંગ્રહ;
એકઠી થએલી મધમાખ;

૪. નીચે લખેલાં નામમાંથી તમને સૂઝે તેવાં ભાવ બતાવનારાં નામ બનાવો:—

| | | | |
|---|---|---|---|
| મૂર્ખ | ઘોડો | માણુસ | દેવ |
| રાજા | કુંવર | નારી | |

૫. નીચેનાં શબ્દ કઈ જાતિના છે તે કહો:—

| | | | |
|---|---|---|---|
| બકરૂં | ઓરત | દેરાણી | ભોજાઈ |
| ફેંટો | ફજેતી | આખલો | મરદ |
| નાળીએર | મામી. | | |

---

## પાઠ ૨ જો

## વિભક્તિ

૧. **વિભક્તિ**:—વાક્યમાં નામનો સંબંધ બીજા નામ કે ક્રિયાપદની સાથે હોય છે; જેમકે રામ ગયા, આહિં ગયાની સાથે રામનો સંબંધ છે; રામની પિતા તરફ ભક્તિ ઉત્તમ હતી,

અહિં **રામની**નો સંબંધ ભક્તિ, એ નામની સાથે છે; રાવણે રામને હેરાન કર્યા, અહિં **રામને**નો સંબંધ તેમજ **રાવણે**નો સંબંધ હેરાન કર્યા સાથે છે. આ પ્રમાણે **સાત** જુદી જુદી રીતે નામના સંબંધ થઈ શકે છે; એ સાત સંબંધને કે સાત વિભાગને સાત **વિભકિત** કહેવાય છે. **રામને**, એમાં **ને** લગાડી વિભક્તિ બતાવાઈ છે. તેમાં **ને** પ્રત્યય કહેવાય છે. ગુજરાતી ભાષામાં વિભક્તિ ને પ્રત્યયો નીચે મુજબ છેઃ—

**ઘોડો**

| | એકવચન | બહુવચન | તેનો પ્રત્યય |
|---|---|---|---|
| ૧લી વિભક્તિ | ઘોડો | ઘોડા, ઘોડાઓ | પ્રત્યય નથી |
| ૨જી ,, | ઘોડો, ઘોડાને | ઘોડા, ઘોડાને ; ઘોડાઓ, ઘોડાઓને | ,, કે ને |
| ૩જી ,, | ઘોડાએ, ઘોડે | ઘોડાએ, ઘોડાઓએ | એ |
| ૪થી ,, | ઘોડાને | ઘોડાને, ઘોડાઓને | ને |
| ૫મી ,, | ઘોડાથી | ઘોડાથી, ઘોડાઓથી | થી |
| ૬ટ્ઠી ,, | ઘોડાનો–ની–નું | ઘોડાનો–ની–નું ; ઘોડાઓનો–ની–નું | નો–ની–નું |
| ૭મી ,, | ઘોડામાં | ઘોડામાં, ઘોડાઓમાં | માં |

**૨. વિભકિતના મુખ્ય અર્થઃ—**

**પહેલી વિભક્તિઃ—**

**(૧) નામનો અર્થ બતાવે છે.** ગોવિંદ વાંચે છે— અહિં ગોવિંદ શબ્દ માત્ર ગોવિંદ નામ કહે છે ; વાંચે છે, એટલે કોઈક વાંચે છે, એટલું તો સમજાય, પણ કોણ વાંચે છે?

તે વાત ગોવિંદ શબ્દ કહે છે; એટલે ગોવિંદ એ નામ જણાવવા પૂરતો પહેલી વિભક્તિનો અર્થ છે.

**(૨) બોલાવવાનો (સંબોધનનો) અર્થ બતાવે** છેઃ—હે ગોવિંદ! આમ આવ—અહિં ગોવિંદ પહેલી વિભક્તિમાં છે, ને એ શબ્દ ગોવિંદને બોલાવવામાં આવે છે એટલું જણાવે છે.

**બીજી વિભક્તિઃ—**

**(૧) કર્મનો અર્થ બતાવે છે.** ગોવિંદ ચોપડી વાંચે છે.—અહિં ચોપડી બીજી વિભક્તિમાં છે; વાંચે છે, શું વાંચે છે? ચોપડી. વાંચે છે–નું ચોપડી કર્મ છે; ને બીજી વિભક્તિ કર્મનો અર્થ બતાવે છે.

(૨) જવું, પહોંચવું જેવા ક્રિયાપદોની સાથે જે ઠેકાણે જવાનું હોય તે ઠેકાણું બતાવનાર નામ બીજી વિભક્તિમાં હોય છેઃ—

ગોવિંદ **મુંબઈ** ગયો.

તે બે **ગામ** ગયા.

અહિં સાતમી વિભક્તિ પણ આવી શકે છે;

ગોવિંદ **ગામમાં** ગયો.

તે બે **ગામમાં** ગયા.

(૩) 'સુધી' 'લગણ' જેવા શબ્દોની સાથેનાં નામ બીજી વિભક્તિમાં આવે છેઃ—

તેણે પાંચ કલાક **સુધી** વાંચ્યું.

**ત્રીજી વિભક્તિઃ—**

**(૧) કર્તાનો અથવા ક્રિયા (કામ) કરનારનો અર્થ બતાવે છે.** રામે રાવણને હર્યો—અહિં **મારનાર** રામ છે, માટે રામ ત્રીજી વિભક્તિમાં છે.

(૨) **કરણ અથવા જે વડે કંઈ કામ કર્યું હોય તે, સાધન બતાવે છે.** તે પવાલે પાણી પીએ છે—અહિં **પવાલે** એ પીવાનું સાધન બતાવે છે.

(૩) **કારણનો અર્થ બતાવે છે.** તે તાવે મર્યો—એટલે કે તે તાવના **કારણથી** મરી ગયો.

**ચોથી વિભક્તિ:—**

(૧) કંઈ આપવું હોય (સંપ્રદાન કરવું હોય), તો જેને કંઈ આપવું હોય તે ચોથી વિભક્તિમાં આવે છે. તેણે તેને પાંચ રૂપીયા આપ્યા. તેને, ચોથી વિભક્તિમાં છે.

(૨) માટે, સારૂના અર્થમાં વપરાય છે—તે ખાવાને ઊઠ્યો.

(૩) ગમવું, ફાવવું, એવા અર્થના ક્રિયાપદની સાથે વપરાય છે.—**મને** એ વાત ગમે છે.

**પાંચમી વિભક્તિ:—**

(૧) છૂટા પડવાના (અપાદાનના) અર્થમાં વપરાય છે.—તે મુંબઈ**થી** નીકળ્યો.

(૨) **ત્રીજીના અર્થમાં વપરાય છે.**—મારા**થી** એ નહિં થાય=મારાવડે એ નહિં થાય.

**છઠ્ઠી વિભક્તિ:—**

**સંબંધ બતાવે છે. તેનો** કૂતરો ભયંકર હતો.

આ સંબંધ નામની સાથે બતાવાય છે. કોઈ વાર અવ્યયોના સંબંધમાં છઠ્ઠી વપરાય છે, જેમકે તેણે **ગુરુની આગળ** સાચું કહ્યું. છઠ્ઠી વિભક્તિ ક્રિયાપદની સાથે કોઈ રીતનો સંબંધ બતાવતી નથી;* બીજી બધી વિભક્તિઓ તેવો સંબંધ બતાવે છે.

* એ (છઠ્ઠી સિવાયની બધી) વિભક્તિઓને કારકવિભક્તિ કહેવામાં આવે છે; છઠ્ઠીને વિશેષણવિભક્તિ કહેવામાં આવે છે.

**સાતમી વિભક્તિ.**

ઠેકાણું (અધિકરણ) બતાવે છે.—તે મુંબઈમાં રહેતો હતો.

**મનોયત્ન**

નીચેનાં વાક્યોમાં જે જે નામો છે તેની વિભક્તિ કહો ને તે વિભક્તિના અર્થ કહો:—

તે ઝાડની ડાળી તૂટી પડી.
બચ્ચાં છુંદાઈ મુઆં.
બલિએ કહ્યું કે માગો.
મધમાખ ત્રણ જાતની હોય છે.
દવાએ તેનું મોં કડવું થયું.
બોલે બોલે તેણે તેને વીંધી નાંખ્યો.
ગામ સુધી પહોંચતાં તે માણસો થાકી ગયા.
પાણીપતનાં યુદ્ધો પ્રખ્યાત છે.
ઘરમાં તે વખતે ઘણાં માણસે હાજર હતાં.

---

## પાઠ ૩ જો

## સર્વનામ: પ્રકાર, વિભકિત

૧. **પુરુષ:**—બોલનાર જાતે પહેલો પુરુષ, જેની સાથે તે વાત કરતો હોય તે બીજો પુરુષ, ને જે કોઈ હાજર ન હોય તેને વિષે વાત થતી હોય તે ત્રીજો પુરુષ કહેવાય. **હું** પહેલો પુરુષ, **તું** બીજો, ને **તે** ત્રીજો પુરુષ બતાવે છે.

૨. **સર્વનામ શેનાં શેનાં નામો હોય છે?**—

(ક) કેટલાંક સર્વનામ **પુરુષ** બતાવે છે. તે પરથી સમજી શકાય કે કયા પુરુષના સંબંધમાં વાત થાય છે; જેમકે **હું, તું, તે.**

(ખ) કેટલાંક સર્વનામ દૂરના કે પાસેના પદાર્થો **બતાવવા** માટે વપરાય છે; જેમકે **તે** (દૂરની વસ્તુ), **આ** (પાસેની વસ્તુ), એ, પેલું.

(ગ) કેટલાંક સર્વનામની પછી બીજાં સર્વનામ વાપરીએ તોજ અર્થ સમજાય. એ એક બીજાના **સંબંધમાં વપરાતાં** સર્વનામ છે; જેમકે **જે** જાયે **તે** જાય.

(ઘ) કેટલાંક સર્વનામ **સવાલ** પૂછવામાં વપરાય છે; જેમ કે કોણ, કયો, શું, કેવું, કેટલું ?

(ચ) કેટલાંક સર્વનામ કોઈ **અચોક્કસ** વસ્તુ બતાવે છે; જેમ કે કોઈ, કંઈ, કેટલાક.

(છ) કેટલાંક સર્વનામ બોલનારની જાતને, પોતાના પંડને બતાવે છે; જેમ કે પોતે, જાતે, પંડે.

૩. **કેટલાંક સર્વનામનાં રૂપો** :—નીચેનાં સર્વનામનાં રૂપો જોયાથી સર્વનામની વિભક્તિ ઓળખી શકાશે.

| | હું | | તું | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી | હું | અમે, અમો | તું | તમે, તમો |
| ૨જી | મને | અમને, અમોને | તને | તમને, તમોને |
| ૩જી | મેં-મારે | અમારે | તેં—તારે | તમારે |
| ૪થી | મને-મારે | અમને-અમારે | તને—તારે | તમને—તમારે |
| ૫મી | મારાથી | અમારાથી | તારાથી | તમારાથી |
| ૬ઠ્ઠી | મારો-રી-રૂં | અમારો-રી-રૂં | તારો—રી—રૂં | તમારો-રી-રૂં |
| ૭મી | મારામાં | અમારામાં | તારામાં | તમારામાં |

| | તે | | આપણે |
|---|---|---|---|
| ૧લી | તે | તેઓ | આપણે |
| ૨જી | તે, તેને | તેમને, તેઓને | આપણને |

| | તે | | આપણે |
|---|---|---|---|
| ૩જી | તેણે | તેમણે, તેઓએ | આપણે |
| ૪થી | તેને | તેમને, તેઓને | આપણને |
| ૫મી | તેથી, તેનાથી | તેઓથી, તેઓનાથી, તેમનાથી | આપણાથી |
| ૬ઠ્ઠી | તેનો-ની-નું | તેમનો-ની-નું તેઓનો-ની-નું | આપણો–ણી–ણું |
| ૭મી | તેમાં, તેનામાં | તેઓમાં, તેઓનામાં, તેમનામાં | આપણામાં |

**સર્વનામને સંબોધન વિભક્તિ ન હોઈ શકે.**

## મનોયત્ન

૧. નીચેની ખાલી જગાઓમાં ઘટે તે સર્વનામ મૂકો:—

જે કરશે, — ભરશે.
—છે, એ?
—બોલ્યા તમે?
કેમ જોડે આવશો કે? હા—આવું છું.
ચાલો,—બંને જણ કામે વળગીએ.
—શું કહે છે? ફરી કહે જોઉં.
—શું કહો છો? ફરી કહો જોઉં.
—બોલ્યો,—શા માટે દુ:ખ દો છો?

૨. નીચેનાં વાક્યોમાં સર્વનામ બતાવો ને તે શું બતાવે છે તે કહો:—

તને ભગવાન્ ક્યાંથી મળશે? તું પાછો ફર.

દીપડો આ સાંભળી હાથીનું ચામડું જુદું પાડવા મંડયો. તે હાથીનું ચામડું જુદું પાડી રહ્યો કે તરત શિયાળ ગભરાતું ગભરાતું બોલ્યું, ભાઈ! નાસ, નાસ, ઓ પેલો સિંહ આવ્યો. આ સાંભળતાંજ દીપડો નાઠો.

આપણાં શરીર ને મનને ઈશ્વરે એવાં બનાવ્યાં છે કે તેને કસીએ તેમ તેની કામ કરવાની શક્તિ વધે છે.

---

## પાઠ ૪ થો

### વિશેષણઃ પ્રકાર

૧. **વિશેષણ ને વિશેષ્ય**:—વિશેષણ ગુણ બતાવે છે; **જેને** એ ગુણ બતાવે છે તે એનું વિશેષ્ય કહેવાય છે; જેમકે ડાહ્યો (વિશેષણ), છોકરો (વિશેષ્ય).

૨. **વિશેષણના પ્રકાર**:—

(ક) કેટલાંક વિશેષણ **ગુણ બતાવે** છે; જેમકે **મધુરૂં** વાજું વાગતું હતું; **સુંદર** કપડાં પહેરવાનો તેને શોખ હતો; તેમાં **મધુરૂં, સુંદર.**

(ખ) કેટલાંક વિશેષણ **સંખ્યા બતાવે** છે; જેમકે ન બોલ્યામાં **નવ** ગુણ, એમાં **નવ.**

(ગ) કેટલાંક વિશેષણ અમુક વસ્તુઓ **બતાવવા** પૂરતાં વપરાય છે. જેમકે **પેલી** ચોપડી અઘરી છે; **શું** કામ કરો છો?

૩. રૂપમાં ફેરફાર થાય એવાં ને ફેરફાર ન થાય એવાં વિશેષણ:—કેટલાંક વિશેષણના રૂપમાં ફેરફાર થાય છે (વિકારી વિશેષણ); જેમકે સારૂં, મીઠું, વ્હાલું; સારો છોકરો, સારી છોકરી, સારૂં કામ; મીઠો બોલ, મીઠી વાત, મીઠું વચન; વ્હાલો માણસ, વ્હાલી સ્ત્રી, વ્હાલું બાળક. કેટલાંક વિશેષણમાં તેમ નથી થતું (અવિકારી વિશેષણ); જેમકે સુંદર, સ્નેહાળ, પ્રિય.

૪. **વિશેષણ ને અવ્યય**:—વિશેષણ નામના અર્થમાં ફેરફાર કરે છે, જેમકે **સુંદર** છોકરો–માં **સુંદર.** અવ્યય નામના અર્થમાં વધારો કરતાં નથી. જેમકે તે **નજીક** પહોંચી–માં નજીક. નજીક **પહોંચી**ના અર્થમાં વધારો કરે છે, **તે**ના અર્થમાં નહિ.

### મનોયત્ન

(૧) નીચેનાં વાક્યોમાં વિશેષણ ને વિશેષ્ય બતાવો:—

રાજ્યના છેલ્લા ઘણા દહાડા તે પથારીવશ રહ્યો.

કૂકડાની આંખ મોટી ને ચકચકતી હોય છે.

એ રાત બધી રાત કરતાં મોટી ગણાય છે.

તેમણે એક ગેબી અવાજ સાંભળ્યો.

(૨) નીચેનાં વાક્યોમાંનાં વિશેષણ શું બતાવે છે?—ગુણ, સંખ્યા કે અમુક કોઈ વસ્તુ, તે કહો.

તે પેલી પાસ નાઠો.

ચાર વાર બોલ્યો; પણ તેણે તે ન સાંભળ્યું.

મને ઘણો થાક ચઢ્યો છે.

સુંદર આરસીમાં તે રોજ પોતાનું સુંદર મોં જોતો.

---

## પાઠ ૫ મો

### ક્રિયાપદ

૧. **મૂળ**:—ક્રિયાપદના જે સાદામાં સાદા રૂપમાંથી તેનાં બીજાં રૂપો થાય છે, તે તેનું મૂળ કહેવાય છે; જેમકે

વાંચે છે, વાંચ્યું, વાંચીશ, વાંચતાં, વાંચેલું—એ બધાંમાં **વાંચ** મૂળ છે.

૨. **જાતિ, વચન, પુરુષ**:— ક્રિયાપદનાં રૂપોમાં જાતિ, વચન, ને પુરુષ પ્રમાણે ફેરફાર થાય છે. જેમકે

**વાંચ**

| | એકવચન | બ. વ. |
|---|---|---|
| ૧ લો. પુ. | હું વાચું છું. | અમે વાંચીએ છીએ. |
| ૨ જો. પુ. | તું વાંચે છે. | તમે વાંચો છો. |
| ૩ જો. પુ. | તે વાંચે છે. | તેઓ વાંચે છે. |

૩. **કાળ** :—ક્રિયા કયા વખતમાં થાય છે તે ક્રિયાપદના રૂપ પરથી સમજી શકાય છે. મુખ્ય કાળ ત્રણ છે; વર્તમાન, ભૂત, ને ભવિષ્ય. વર્તમાનકાળ એટલે ચાલુ વખત. ભૂતકાળ એટલે થઈ ગએલો વખત. ભવિષ્ય કાળ એટલે થવાનો વખત. ઉદાહરણ તરીકે વાંચે છે, એ વાંચ મૂળનો વર્તમાન કાળ બતાવે છે; વાંચ્યું, ભૂત; વાંચીશ, ભવિષ્ય.

૪. **કૃદંતનાં રૂપો** :—વાકયમાં ક્રિયાનો અધૂરો અર્થ બતાવનાર ક્રિયાપદના રૂપને કૃદંત કહે છે. કૃદંત પણ **વર્તમાન** હોય, જેમકે **વાંચતાં**, કે **ભૂત** હોય, જેમકે વાંચેલું, વાંચ્યું, કે **ભવિષ્ય** હોય, જેમકે વાંચવાનું. બધા કાળને લાગુ પડે એવું પણ કૃદંતનું રૂપ હોઈ શકે છે, જેમકે **વાંચવું** ગમતું નથી, ગમ્યું નહિ, ગમશે નહિ, અહિં વાંચવું **સામાન્ય** કૃદંત છે.

૫. **કૃદંત–નામ, વિશેષણ, અવ્યય** :—કૃદંત નામ, વિશેષણ, કે અવ્યય તરીકે વાકયમાં વપરાયાના દાખલા નીચે છે, તે પરથી કૃદંતનો ઉપયોગ કેટલો ને કેવો હોઈ શકે તેનો ખ્યાલ આવી શકશે.

**વાંચનારને** એ પુસ્તક અઘરૂં પડશે :—કૃદંત નામ.
પુસ્તક **વાંચ્યું**, કામનું છે :—કૃદંત વિશેષણ.
તે **વાંચતાં વાંચતાં** સૂઈ ગયાં :—કૃદંત અવ્યય.

૬. **ક્રિયાપદના મિશ્ર કાળ**:—ક્રિયાપદનાં કાળ બતાવનારાં રૂપો કેટલીક વાર માત્ર એકજ વખત ન બતાવતાં, થોડો એક ને થોડો બીજો કાળ બતાવે છે. એ **મિશ્ર કાળનાં** રૂપોના દાખલા નીચે મુજબ છે:—

મેં વાંચ્યું છે.
મેં વાંચ્યું હશે.

**૭. જોડે અર્થ આપતા (સંયુક્ત) ક્રિયાપદ**:—કેટલીક વાર બે ક્રિયાપદનો અર્થ છૂટો છૂટો સમજવાથી જે અર્થ નથી નીકળતો, તે બંનેનો સાથે એક અર્થ લીધાથી સમજાય છે; જેમ કે ભાઈ, બોલવાનું **બોલી દે**, અહિં **બોલવાનું** ને **આપવાનું**, એમ બે કામ કરવાનાં નથી. પણ જલદી બોલી બોલવાનું કામ પૂરૂં કરવાનું કહેવામાં આવ્યું છે; તેથી **બોલી દે** જોડે અર્થ આપતા ક્રિયાપદ છે.

**૮. ક્રિયાપદના અર્થ**:—ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપોમાંથી નીચે મુજબ મુખ્ય અર્થ નીકળે છે.

ક. **આજ્ઞાનો અર્થ**:—આમ **આવ** (હુકમ બતાવે છે.)

ખ. **વિધિનો** (નિયમનો) **અર્થ**:—તારે સાચું **બોલવું** (સાંચનો **નિયમ** પાળજો.)

ગ. **આશીર્વાદનો અર્થ**:—પ્રભુ તારૂં ભલું **કરો** (આશીર્વાદ આપે છે.)

ઘ. **સંકેતનો અર્થ**:—વરસાદ સારો **થાત**, તો લોકો સુખી **થાત** (થાત, એ અમુક સંકેત, અમુક ઇચ્છા બતાવે છે.)

ચ. **સંશયનો અર્થ**:—એ વાત ખરી ન પણ **હોય** (શક બતાવે છે.)

છ. સ્વાર્થ—એટલે ક્રિયાપદના **મૂળના અર્થ**:—

હું વાંચું છું, મેં વાંચ્યું, હું વાંચતો હતો

(અહિં વાંચવાની સાદી વાત છે.)

**૯. કર્તરિ, કર્મણિ, ભાવે પ્રયોગ**:—પ્રયોગ એટલે ઉપયોગ. નીચેનાં વાકયોમાં ક્રિયાપદનો કેવો ઉપયોગ છે તે વિચારો.

ક. હું ચોપડી વાંચું છું.

ખ. ચોપડી મારાથી વંચાઈ રહી.

ગ. વાચવાંનું મારાથી વંચાતું નથી.

ક. વાંચું છું—વાંચનાર હું શું કરૂં છું તે કહે છે. વાંચું છું—નો પ્રયોગ કર્તાના અર્થમાં છે; ક્રિયાપદનો કર્તાના અર્થમાં પ્રયોગ કર્તરિ કહેવાય છે.

ખ. વંચાઈ રહી—શું વંચાયું, એ બતાવે છે; મતલબ વંચાઈ રહીનો પ્રયોગ કર્મના અર્થમાં છે; ક્રિયાપદનો કર્મના અર્થમાં પ્રયોગ કર્મણિ પ્રયોગ કહેવાય છે.

ગ. વાંચવાનું વંચાતું નથી—અહિં વાત વાંચનારને વિષે પણ નથી, તેમજ ચોપડીને વિષે પણ નથી; પણ **વાંચવાનું**, વાંચવાના **કામને**, **ભાવને** વિષે છે; તેથી ક્રિયાપદનો પ્રયોગ ભાવે પ્રયોગ કહેવાય છે.

સકર્મક ક્રિયાપદના કર્તરિ ને કર્મણિ પ્રયોગ થાય છે; અકર્મક ક્રિયાપદના કર્તરિ ને ભાવે પ્રયોગ થાય છે.

| સકર્મક કર્તરિ | સકર્મક કર્મણિ |
|---|---|
| તે તેને મારે છે. | તે તેનાથી મરાયો. |
| હું કલમ ઘડું છું. | કલમ મારાથી ઘડાઈ. |
| હું પાઠ વાંચું છું. | મેં પાઠ વાંચ્યો. |

| અકર્મક કર્તરિ | અકર્મક ભાવે |
|---|---|
| હું વાંચું છું. | મારાથી વાંચવાનું થાય છે. |
| તે દોડે છે. | દોડવાનું તેનાથી થાય છે. |
| તે ભણતો નથી. | તેનાથી ભણાતું નથી. |

**૧૦. મૂળ ને સાધિત ધાતુઃ**—એક મૂળ ધાતુ પરથી બીજો ધાતુ બને તેને સાધિત (=બનાવેલો) ધાતુ કહે છે; જેમકે રમ (મૂળ પરથી)—રમાડ (સાધિત), બેસ–બેસાડ, વાંચ–વંચાવ.

મૂળ ધાતુની પેઠે સાધિત ધાતુનાં બધા કાળ ને પ્રયોગનાં રૂપ થઈ શકે છે; જેમકે રમાડે છે, રમાડ્યું, રમાડશે, રમાડાયું.

**૧૧. અધૂરી ક્રિયા બતાવતાં ક્રિયાપદઃ**—છે, દેખાય છે, જણાય છે, જેવા ક્રિયાપદ અધૂરૂં કામ બતાવે છે; તેથી તેની સાથે બીજા શબ્દોને મૂકવા પડે છે. તેમ કર્યા પછી ક્રિયાપદ બરાબર પૂરો અર્થ આપે છે. તે ગામ છે–એ વાક્યનો અર્થ પૂરો થતો નથી. તે ગામ દૂર છે, સુંદર છે, મોટું છે, એવું કંઈ કહીએ ત્યારેજ અર્થ પૂરો થાય છે.

### મનોયત્ન

(૧) નીચલા વાકયોમાંના ક્રિયાપદોનાં જાતિ, વચન, પુરુષ કહોઃ—

તમે બધા મને પજવો છો.
તે દોડી ગઈ.
તમારે સાચું બોલવું.
કાલે હું બાગમાં ફરવા જઈશ.
તે રોજ નિશાળે જાય છે.
આપણે રમત રમીએ, ચાલો.
આવું આવું ન બોલશો.
આજના વખતમાં અજાણ્યાનો ભરોસો ન રાખશો.

(૨) નીચેનાં ક્રિયાપદો કયો કાળ બતાવે છે તે કહો; તેમાં જે મિશ્રકાળ બતાવતાં હોય તે પર છેકો મૂકો.

વરસાદ વરસે છે.
વરસાદ હમણાંજ વરસ્યો છે.
વરસાદ વરસી રહ્યો હતો.
વરસાદ પડશે તો બહાર નહિ જાઉં.
વરસાદ કયાં કયાં વરસ્યો ?
વરસાદ કાલે કયાં વરસ્યો હશે તે સમજાતું નથી.

(૩) નીચેનાં વાક્યોમાં બતાવેલાં મૂળ પરથી સામાન્ય કૃદંત મૂકો:—

(બોલ)...સહેલું છે; (કર)...અઘરૂં છે.
અસત્ય ભાષણ...... (કર), એ નઠારૂં કામ છે.

(૪) નીચેનાં વાક્યોમાં કૃદંત નામ, વિશેષણ કે અવ્યય, શું છે તે કહો:—

તે રમતાં રમતાં થાક્યો.
રમનારને બોલાવો.
રમવાનું રમાઈ ગયું.
રમનાર માણસો આઘા આવો.
તે તો રમતો રમતો કામ કરે છે.

(૫) નીચેનાં વાક્યોમાં જો હોય તો સંયુક્ત ક્રિયાપદ બતાવો:—

છોકરાઓ, જલદી બેસી જાઓ.
કરવાનું કરી નાંખો કે છૂટા થવાય.
કચરો દૂર નાંખો.
ગભરાઓ નહિ, જે હોય તે બોલી નાંખો.

(૬) નીચેનાં વાક્યોને કર્તરિમાંથી કર્મણિ પ્રયોગમાં મૂકો:—

તે બ્રાહ્મણને દક્ષિણા આપે છે.
હું તેને બોલાવું છું.
તે કામ કરે છે.
તમે ચોપડી વાંચો છો.

(૭) નીચેનાં વાક્યોને કર્મણિમાંથી કર્તરિ પ્રયોગમાં મૂકો:—

શસ્ત્રવડે તે હણાયો.
તમારે કામ જલદી કરવું.
ગુરુથી પાઠ શિખવાયો.
માળીવડે તે ફળ કપાયું.

---

## પાઠ ૬ઠ્ઠો

### અવ્યય: પ્રકાર

૧. **અવ્યયના પ્રકાર:—**

ક. **ક્રિયાવિશેષણ અવ્યય:**—જે વિશેષણ ક્રિયાપદના અર્થમાં વધારો બતાવે તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે;

જેમકે હું **રોજ** વહેલો ઊઠું છું, તે **ત્યાં** ગયો, તમારાથી એ વાત **બનશે નહિ.**

ખ. **નામયોગી અવ્યય:**—જે અવ્યય નામ કે સર્વનામની સાથે જોડાઈ તેના વિભક્તિના પ્રત્યય જેવું કામ કરે છે, તેને નામયોગી અવ્યય કહે છે; જેમકે મારા **પર** તેનો ક્રોધ વધ્યો, ડુંગર ઉપર દવ બળે છે, મારે **માટે** તમે બહુ મહેનત લીધી. મારા **પર**=મારે વિષે, મારામાં (૭મી વિભક્તિના જેવો અર્થ), ડુંગર ઉપર=ડુંગરમાં (૭મી વિભક્તિના જેવો અર્થ), મારે માટે (૪થી વિભક્તિનો અર્થ).

ગ. **ઉભયાન્વયી અવ્યય:**—બે શબ્દો કે વાક્યોને જોડનારાં અવ્યયને ઉભયાન્વયી અવ્યય કહે છે; જેમકે ભાઈ **ને** બેન બંને ડાહ્યાં છે; ભાઈ ડાહ્યો છે, **પણ** બેન નથી; તે આવશે, **અને** હું જઈશ; ને તે આવશે **તો** હું જઈશ.

ઘ. **કેવળપ્રયોગી અવ્યય:**—જે અવ્યય વાક્યના મુખ્ય અર્થથી નીરાળાં રહી કોઈ રીતની લાગણીજ માત્ર બતાવે છે, તેને કેવળપ્રયોગી અવ્યય કહે છે; જેમકે **અરેરે!** તે બહુ દુ:ખ પામ્યો; **વાહ!** તમે તો ખૂબ કરી.

### મનોયત્ન

નીચેનાં વાક્યોમાં અવ્યય બતાવો ને તે કયા પ્રકારનાં છે તે કહો:—

હું એ કામ ખરેખર કરીશ.
તમે ક્યારે સૂઓ છો?
જરા શાન્ત થાઓ, અને ધીમે ધીમે બોલો.
તેંજ આ કારસ્તાન કર્યું છે.
શાબાસ! છે, તને; તારી બહાદુરી જબરી હોં.
તમારા વિના મારૂં જીવન નકામું છે.
તે પાંચ દિવસ સુધી માંદો રહ્યો.
તેં આ ચોરી પણ કરી છે અને તે પણ કરી છે.
તે આ સાંભળીને વધારે કોપ્યો.
જ્યાં પ્રેમ છે, ત્યાં નેમ નથી.
ટાઢને લીધે તે અત્યન્ત ધ્રૂજતો હતો.

## ૭ મો

## સંપૂર્ણ પદચ્છેદ

૧. **સંપૂર્ણ પદચ્છેદઃ**—કોઈ પણ પદનો પ્રકાર સવિસ્તર કહી વાક્યમાં તેનો સંબંધ શો છે તે બતાવવું એને સંપૂર્ણ પદચ્છેદ કરવો કહેવાય છે.

૨. **સંપૂર્ણ પદચ્છેદનો નમુનોઃ**—

**તે જમીનમાં ખાડો ખોદી દિવસે તેમાં ભરાઈ રહે છે ને રાતે શિકાર કરવા નીકળે છે.**

તે—અમુક પ્રાણી બતાવતું સર્વનામ, નાન્યતર જાતિ, પહેલીનું એક વચન, રહે છે નો કર્તા.

જમીનમાં—જાતિ બતાવનાર નામ, નારી જાતિ, સાતમીનું એક વચન.

ખાડો—જાતિ બતાવનાર નામ, નર જાતિ, બીજીનું એક વચન, ખોદીનું કર્મ.

ખોદી—અવ્યયરૂપ ભૂત કૃદંત, સકર્મક, ખાડો કર્મ, નીકળે છે સાથે સંબંધ ધરાવે છે.

દિવસે—કાળ બતાવનાર અવ્યય, ભરાઈ છે ના અર્થમાં વધારો કરે છે.

તેમાં—સંબંધ બતાવનાર સર્વનામ, ખોદેલો ખાડો બતાવે છે, નર જાતિ, સાતમીનું એક વચન.

ભરાઈ રહે છે—સંયુક્ત ક્રિયાપદ, ભરાવું ને રહેવું મૂળ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ એક વચન, તે કર્તા, કર્તરિ પ્રયોગ.

ને—ઉભયાન્વયી અવ્યય, 'તે...રહે છે' અને 'રાતે... નીકળે છે' એ બે વાક્યને જોડે છે.

રાતે—કાળ બતાવનાર અવ્યય, નીકળે છેના અર્થમાં વધારો કરે છે.

શિકાર—જાતિ બતાવનાર નામ, નર જાતિ, બીજીનું એક વચન, કરવાનું કર્મ.

કરવા—કર મૂળ પરથી કૃદંત, નામયોગી અવ્યય તરીકે વપરાયું છે.

નીકળે છે—અકર્મક ક્રિયાપદ, 'નીકળ' ક્રિયાપદ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ એક વચન, કર્તા તે, કર્તરિ પ્રયોગ.

### મનોયત્ન

નીચેનાં વાક્યોનો સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

આપણી આસપાસ બધે હવા રહેલી છે.

સાબુ બે જાતના થાય છે.

ઝાડનાં થડ આપણા પગ જેવાં છે.

ઊંટની પીઠ પર ખૂંધ હોય છે.

સાહેબ, પવન વગર ગભરાઈ જઈએ છીએ.

પંખો હલાવવાથી પવન આવે છે. એ ક્યાંથી આવે છે?

---

## પાઠ ૮ મો

### વાક્યપૃથક્કરણ: સાદું, મિશ્ર, સંયુક્ત વાક્ય

**૧. સાદું, મિશ્ર, સંયુક્ત વાક્યઃ**—જે વાક્યમાં એકજ ક્રિયાપદ હોય છે ને વાક્ય સ્વતંત્ર હોય છે તે **સાદું** વાક્ય કહેવાય છે; જેમકે

તે સુખી છે.

સારા કામમાં મન ઘાલવાથી માણસને આનંદ રહે છે.

જે વાક્યમાં એક મુખ્ય વાક્ય ને એક કે વધુ પેટા વાક્યો હોય છે, તે **મિશ્ર** વાક્ય કહેવાય છે; જેમકે

કામ નહિ કરો તો | દુઃખી થશો.
પેટા વાક્ય | મુખ્ય વાક્ય

જો શ્રમ લેશો | તો લાભ થશે.
પેટા વાક્ય | મુખ્ય વાક્ય

જે સ્ત્રીમાં સંસ્કાર ન હોય | તે સ્ત્રી કુટુંબીઓને સુખકર જવલ્લે નીવડે.
પેટા વાક્ય | મુખ્ય વાક્ય

જે વાક્યમાં બે કે વધુ સ્વતંત્ર વાક્ય હોય તે સંયુક્ત વાક્ય કહેવાય છે; જેમકે

શ્રમ લીધો, | પણ | લાભ ન થયો.
સ્વતંત્ર વાક્ય | સ્વતંત્ર વાક્ય

આગગાડી મોડી પહોંચી, | તેથી | અમે ઘેર મોડા પહોંચ્યા.
સ્વતંત્ર વાક્ય | સ્વતંત્ર વાક્ય

તે રોજ વહેલો ઊઠે છે | ને | જલદી કામે વળગે છે.
સ્વતંત્ર વાક્ય | સ્વતંત્ર વાક્ય

૨. **વાક્યપૃથક્કરણઃ**—સાદાં વાક્યોનું પૃથક્કરણ કેમ કરવું તે આગળ તમે શીખી ગયા છો. હવે મિશ્ર ને સંયુક્ત વાક્ય વિચારીએ.

મિશ્ર વાક્યમાં એક મુખ્ય વાક્ય હોય છે ને તે સાથે એક કે વધુ પેટા વાક્ય હોય છે. પ્રથમ મન આગળ એક **વાક્યચિત્ર** ખડું કરવું, ને તેમાં મુખ્ય વાક્યને જુદું પાડી નાખવું.

જે પુસ્તક ગમે તે વાંચો.

વાક્યચિત્ર

જે પુસ્તક ગમે

**તે વાંચો.**

તે વાંચો, મુખ્ય કથન છે. **તે** તે શું? તેના વર્ણનરૂપે જે પુસ્તક ગમે—એ પેટા વાક્ય છે. **તે**નું એ વાક્ય વિશેષણ છે; એને વિશેષણ વાક્ય કહેવાય.

તેણે કહ્યું, મારૂં કહ્યું માની દો.

વાક્યચિત્ર

**તેણે કહ્યું,**

મારૂં કહ્યું માની દો.

તેણે કહ્યું, એ મુખ્ય કથન છે. શું કહ્યું? મારૂં કહ્યું માની દો. એ વાક્ય કહ્યું નું કર્મ છે ને નામની ગરજ સારે છે. માટે એને **નામ વાક્ય** કહેવાય.

જો તમે આવશો, તો હું ફરવા નીકળીશ.

વાક્યચિત્ર

જો તમે આવશો,

તો હું **ફરવા નીકળીશ.**

હું ફરવા નીકળીશ, એ મુખ્ય કથન છે. શું કરશો તો

ફરવા નીકળીશ? તેના ઉત્તરમાં જો તમે આવશો, એ પેટા વાક્ય છે. એ વાક્ય ફરવા નીકળીશ ક્રિયાપદની સાથે સંબંધ રાખે છે; એ પેટા વાક્ય **ક્રિયાવિશેષણ વાક્ય** કહેવાય.

આ પ્રમાણે પેટા વાક્ય નામ, વિશેષણ ને ક્રિયાવિશેષણની ગરજ સારે છે.

મિશ્ર વાક્યોનું પૃથક્કરણ કેવી રીતે કરવું, તે વિચારીએ.

તેણે કહ્યું, મારૂં કહ્યું માની દો.

**મુખ્ય વાક્ય — તેણે કહ્યું**

મારૂં કહ્યું માની દો.
(કર્મ)

| | |
|---|---|
| ઉદ્દેશ્ય | તેણે |
| ઉદ્દેશ્યવર્ધક | ... ... ... |
| વિધેય | કહ્યું મારૂં કહ્યું માની દો |
| ક્રિયા | કહ્યું |
| ક્રિયાપૂરક | મારૂં કહ્યું માની દો |
| વિધેયવર્ધક | ... ... ... |

**પેટા વાક્ય**—મારૂં કહ્યું માની દો.

| | |
|---|---|
| ઉદ્દેશ્ય | કહ્યું |
| ઉદ્દેશ્યવર્ધક | મારૂં |
| વિધેય | માની દો |
| ક્રિયા | માની દો |
| ક્રિયાપૂરક | ... ... ... |
| વિધેયવર્ધક | ... ... ... |

આ પ્રમાણે ખાના મૂકી મન આગળ ચિત્ર ખડું કરી શકાય. ત્યાર પછી નીચે મુજબ પૃથક્કરણ સહેલું થઈ જાય છે.

| વાક્ય | પ્રકાર | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | વિધેય: ક્રિયા | વિધેય: ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|
| તેણે કહ્યું ...દો | મિશ્ર | તેણે | ... | કહ્યું | મારૂં...દો | ... |
| મારૂં... માની દો | પેટાવાક્ય (નામ–વાક્ય) | કહ્યું | મારૂં | માની દો | ... | ... |

સંયુક્તવાક્ય સ્વતંત્ર સાદાં વાક્યોનું બનેલું હોય છે; તેટલા માટે જે સાદાં વાક્યોનું એ બનેલું હોય તેનું પૃથક્કરણ કરવું એટલે સંયુક્તવાક્યનું પૃથક્કરણ થઈ જશે.

## મનોયત્ન

૧. નીચેનાં મિશ્ર વાક્યોમાં પેટાવાક્ય કેવા પ્રકારનાં છે, નામ-વાક્ય, વિશેષણવાક્ય કે ક્રિયાવિશેષણવાક્ય છે, તે કહોઃ—

તે જ્યાં હશે ત્યાં સુખી હશે.

જે કરશે તે ભરશે.

તેણે તેને કહ્યું, સાહેબ, આજે રજા આપો.

તે વાતનો શો અન્ત આવ્યો તે હું જાણતો નથી.

જ્યાં ધર્મ છે, ત્યાં અંતે સુખ છે.

જેવી કરણી, તેવી પાર ઉતરણી સમજવી.

૨. નીચેનાં વાક્યોનું વાક્યપૃથક્કરણ કરોઃ—

જટા ધરે જગદીશ મળે, તો વડલા વૈકુંઠ જાય.

માણસ ધારે છે કંઈ અને થાય છે કંઈ.

ખીચડી સાદું ને હલકું ભોજન છે.

હું દેહ પાડીશ કે કાર્ય સાધીશ.

શરીરને કસજો અને મનને પણ કસજો.

કામને લીધે મારાથી આજે તમને મળાયું નહિ.

---

## પાઠ ૯ મો

### કેટલીક પરચુરણ બાબતો

**૧. સમાસ**:—ભાષામાં વપરાતા શબ્દો કેટલીક વાર બે કે વધારે શબ્દોનો બનેલો એક શબ્દ હોય છે. આવા શબ્દને **સમાસ** કહે છે. શબ્દો જુદી જુદી રીતે એકઠા થાય છે, ને તેથી સમાસ જુદી જુદી જાતના હોય છે. સમાસને છૂટો પાડ્યાથી તેનો અર્થ સમજી શકાય છે. સમાસને છોડી તેનો અર્થ સમજાવવો એને સમાસનો **વિગ્રહ** કરવો કહેવાય. જેમકે

| સમાસ | વિગ્રહ |
|---|---|
| રામલક્ષ્મણ | = રામ **અને** લક્ષ્મણ |
| માબાપ | = મા **અને** બાપ |
| લોકકલ્યાણ | = લોક**નું** કલ્યાણ |
| જગજાહેર | = જગત**માં** જાહેર |
| મહારાજા | = મહા રાજા |
| સંસારસાગર | = સંસાર—**એજ** સાગર. સંસાર**રૂપી** સાગર |

મહાબાહુ (રાજા) = મહા છે બાહુ જેના એવો (રાજા)
નિરુદ્યમી (માણસ) = નથી ઉદ્યમ જેને એવો (માણસ)

૨. **સંધિ**:—બે સ્વર કે વ્યંજન જોડાઈ અક્ષરનું નવું રૂપ થાય તે સંધિ કહેવાય છે; જેમકે

| | | | |
|---|---|---|---|
| વિદ્યા | + અભ્યાસ | = | વિદ્યાભ્યાસ |
| ઈશ્વર | + ઇચ્છા | = | ઈશ્વરેચ્છા |
| જગત્ | + ગુરુ | = | જગદ્ગુરુ |
| પર | + ઉપકાર | = | પરોપકાર |

૩. **પૂર્વગ**:—કેટલાક અવ્યય ક્રિયાપદના મૂળની કે મૂળ પરથી થએલા શબ્દની પહેલાં આવે છે; એને પૂર્વગ કહે છે.

| | | | |
|---|---|---|---|
| પરિક્રમણ | પરિ = આસપાસ | વિયોગ | વિ = છૂટો પડેલો |
| સંગમ | સમ્ = જોડે | વિસ્મરણ | વિ ઊંધો અર્થ આપે છે. |
| ઉપકાર | ઉપ = ઉપર | | |
| અપશબ્દ | અપ = નઠારો | વિનાશ | વિ = ખૂબ |
| અન્તઃપુર | અન્તર્ = અંદર | નેકનામદાર | નેક = ઉત્તમ |
| અધર્મ | અ = નહિ | નાપસંદ | ના = નહિ |
| અનીતિ | | બિનપરવા | બિન = નહિ |
| અનુસરવું | અનુ = પાછળ | લાઈલાજ | લા = નહિ |
| અનુચર | | સરકારકુન | સર = મુખ્ય |

૩. **વાક્યમાં પદોનો અનુક્રમ**:—

(૧) કર્તા, કર્મ હોય તો કર્મ, ને પછી ક્રિયાપદ—એ સાદા વાક્યમાં પદોનો ક્રમ છે.

| | |
|---|---|
| હું | વાંચું છું |
| કર્તા | ક્રિયાપદ |

હું પુસ્તક વાચું છું.
કર્તા કર્મ ક્રિયાપદ

(૨) વિશેષણ વિશેષ્યની પહેલાં આવે છે.

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે.
વિશેષણ વિશેષ્ય

(૩) અધૂરી ક્રિયા પૂરી કરવા વપરાએલું વિશેષણ વિશેષ્યની પછી આવે છે.

ગામ સુંદર છે.
વિશેષ્ય વિશેષણ

(૪) ક્રિયાવિશેષણ ને ક્રિયાવિશેષણકૃદંતો ક્રિયાપદની પહેલાં આવે છે.

તે ધીમે ધીમે ગયો.
ક્રિયાવિશેષણ

તે હાંફતો હાંફતો ગયો.
ક્રિ. વિ. કૃદંત

(૫) મિશ્ર વાક્યમાં 'જે,' 'જેવું,' 'જેમ' થી શરૂ થતું પેટા વાક્ય, 'તે,' 'તેવું,' 'તેમ' થી શરૂ થતા મુખ્ય વાક્યની પહેલાં આવે છે.

જે કરવું હોય, તે જલદી કરો.
જેમ તે ફાવ્યો, તેમ તે અભિમાની થયો.

(૬) કેવળપ્રયોગી અવ્યયો વાક્યની પહેલાં આવે છે.

અરેરે! શા માટે તેને રીબાવો છો?
ઓહો! આ તો વિચિત્ર વાત છે.

૪. **વિરામચિહ્નઃ**—વિરામ = અટકવું તે, ચિહ્ન = નિશાન. લખાણમાં અમુક મુદ્દાસર અમુક અમુક જગાએ ઓછુંવત્તું અટકવું પડે છે; તે બતાવવા માટે જે નિશાન મુકાય છે તેને વિરામચિહ્ન કહે છે. વિરામચિહ્નો નીચે મુજબ છે.

. પૂર્ણવિરામ. વાકય પૂરું થાય ત્યાં એ મુકાય.

ગોવિંદ કાશી ગયો.

? પ્રશ્નચિહ્ન. સવાલ પૂછયો હોય તે વાકયને છેડે એ મુકાય.

ગોવિંદ કાશી ગયો?

! ઉદ્ગારચિહ્ન. કંઈ ઉદ્ગાર = લાગણી બતાવનાર શબ્દ વાપર્યા હોય તેના પછી એ ચિહ્ન વપરાય.

અરેરે! ખોટું થયું.

કેવી ડાહી છોકરી છે!

, અલ્પવિરામ. વિચારને સહેજ થોભાવવાની જરૂર હોય ત્યાં અલ્પવિરામ મુકાય છે. નીચેના દાખલાઓમાં તેનો ઉપયોગ સહેજસાજ સમજાશે.

મા, બાપ, ભાઈ, ને બેન બધાં સ્નેહાળ હતાં.

તે ઘણો બહાદુર, પ્રામાણિક, ને સુશીલ હતો.

બોલો, મારું કહ્યું ગમશે?

જે બહુ બોલ બોલ કરે, તે ન બોલવાનું કોઈ વાર બોલી નાંખે છે.

સંક્ષેપમાં, વ્યવહારકુશળતા સહેલી વાત નથી.

; અર્ધવિરામ. અલ્પવિરામના કરતાં વધારે વિરામની જરૂર હોય ત્યાં અર્ધવિરામ વપરાય છે.

મેં તેને અનેક વાર કહ્યું; તે પલળ્યો નહિ.

: મહાવિરામ–, ને ; બતાવી શકે તેના કરતાં વધારે વિરામની જરૂર હોય ત્યાં મહાવિરામ વપરાય છે.

બોલવું સહેલું છે: કરવું અઘરૂં છે.

“ ” અવતરણચિહ્ન. કંઈ ઉતારો આપવો હોય કે કોઈનું કહેલું કંઈ કહેવું હોય તો આ ચિહ્ન વપરાય છે.

તે બોલ્યો, “શા માટે મને પીડા આપો છો?”

—વિગ્રહરેખા. વિગ્રહ = છૂટું પાડવું. શબ્દમાં કે વાક્યમાં કંઈ છૂટું પાડવું હોય તો—વપરાય છે.

ક્રિયાપદના બે પ્રકાર છે:—સકર્મક ને અકર્મક.

( ), [ ], { }—કૌંસ. વિચાર છૂટો પાડવા ને અમુક હદમાં પૂરો છે એમ બતાવવા કૌંસ મૂકાય છે.

તે બંનેએ પેલા ધર્મગુરુને (હરનાથને) પ્રણામ કર્યા.

## મનોયત્ન

નીચે ^ ચિહ્ન મૂક્યું છે ત્યાં ઘટે તે વિરામચિહ્ન મૂકો:—

હાથી મળતાવડું પ્રાણી છે ^ તે દસવીસનાં ટોળામાં રહે છે ^

હે મહારાજ ^ જે જોઈએ તે માગો ^

સારાંશમાં ગોવિંદ ^ મુકુંદ ^ ને દિનકર જવાબદાર હતા ^

શા માટે શ્રમ કરવો ^

મેં અનેક જણને કહ્યું ^ પણ કોઈએ તે સાંભળ્યું નહિ ^

તે બોલ્યો ^ ઈશ્વર તારૂં ભલું કરશે ^

આમ આવ ^ આવે છે કે નહિ ^

શરીરના ત્રણ ભાગ છે ^ માથું ^ ધડ ^ ને હાથપગ ^

વનમાં રહેતા પોપટ ફળ ^ બી ^ ને છોડના બીજા ભાગો પર જીવે છે ^

---

## મૅકમિલનનાં ગુજરાતી શાળોપયોગી પુસ્તકો

### રા૦ બ૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનાં રચેલાં

૧. ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ, ભાગ ૧ લો, ૨½ આના; ભાગ ૨ જો, ૪ આના
૨. ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ, કિં૦ રૂ૦ ૧–૮–૦
૩. ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ, કિં૦ રૂ૦ ૩–૮–૦

---

૪. ડાઇગ્લૉટ વ્યાકરણ—ગુજરાતી–અંગ્રેજી; જે. સી. નેસ્ફીલ્ડ, એમ.એ.-કૃત; પુસ્તક ૧લું, ૩ા આના; પુસ્તક ૨જું, ૮ આના
૫. ગુજરાતી કૉપિ બુક નં૦ ૧–૭; દરેકની કિં૦ રૂ૦ ૦–૧–૬
૬. ગુજરાતી અંકગણિત—ગો. કૃ. ગોખલે, બી.એ., સી.આઇ.ઇ.-કૃત;

ભાગ ૧લો ધોરણ ૧–૩ માટે, કિં૦ રૂ૦ ૦–૧૨–૦
,, ૨જો ,, ૪–૫ ,, કિં૦ રૂ૦ ૦–૧૪–૦
,, ૩જો ,, ૬–૭ ,, કિં૦ રૂ૦ ૧–૮–૦

૭. હિંદુસ્તાનનો ઇતિહાસ, ગુજરાતી આવૃત્તિ, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી.એ.-કૃત; કિં૦ રૂ૦ ૧–૦–૦
૮. ઇંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ, સચિત્ર, બર્વે અને મહેતા,-કૃત; કિં૦ રૂ૦ ૨–૮–૦

### રા૦ બ૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ કરેલાં ભાષાન્તરો

૯. હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી.એ.-કૃત; કિં૦ ૮ આના
૧૦. ઇતિહાસના પ્રાથમિક પાઠો, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી.એ.-કૃત; કિં૦ રૂ૦ ૧–
૧૧. ભૂગોળના પ્રાથમિક પાઠો, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી.એ.-કૃત; કિં૦ રૂ૦ ૧–
૧૨. જુનિયર વર્ગો માટે ભૂગોળ, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી.એ.-કૃત; કિં૦ ૧–૧·

---

૧૩. ગુજરાતી નકશાઓ, ૨૪ નકશા સાથે; કિંમત રૂ૦ ૦–૧૨–૦
૧૪. આરોગ્યવિજ્ઞાન, રામચંદ્ર એમ. જોશી, એમ.એ., બી.એસ્સી.· કિંમત રૂ૦ ૦–૬–૦
૧૫. પૂર્વની કલ્પિત અને ચાલુ વાતો, ભાગ ૧લો, કિંમત રૂ૦ ૦–૨– ભાગ ૨જો રૂ૦ ૦–૩–૬; ભાગ ૩જો રૂ૦ ૦–૬–૬

---

*SIMPLIFIED GRAMMAR, Part II. GUJARATI.*
By Atisukhshankar Kamalashankar Trivedi, M.A., LL.B
Price 2½ annas